શ્રી

# ધ્રુવ આખ્યાન

(પ્રભાત-ભજનો સાથે)



છાપી પ્રસિદ્ધ કર્તા—કાગઝી મહમુદ સૌન્ડ મહમદભાઈ.
૨૦ રાંદેર રોડ, અતાવાની વાડી સામે—સુરત.

ત બરાનપુરી ભાગળ, ભાજીવાળી પોળમાં આવેલા શ્રી અનાવિલ
બંધુ પ્રીન્ટીંગ પ્રેસમાં ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયકે છાપ્યું.

કીંમત બે આના.



# ધ્રુવાખ્યાન



શ્રી ગુરૂ ગોવીંદને હું નમું પ્રેમ શું લાગું પાય,
આરાધું અવિનાશી એવા અનાદિ નિરંજન રાય
આદી નીરંજન અકળ સ્વરૂપ રામે લીધા રમવારૂપ
સૃષ્ટિ નીપજવા થઇ મનસાય સુભટ થઇ પોઢયા જળમાંય
જે જે વઇકુંઠરાય ટેક.

હરી જળમાં પોઢયા અહી શેષનાગ ઉપર તે જાય,
નારાયણની નાભી કમળપાંથી બ્રહ્મા પ્રગટ થાય
બ્રહ્માના સ્વયંભુ તન તેના પાંચે પુત્ર પાવન,
ત્રણ કન્યાને બે પુત્રવિખ્યાત પ્રિયવરા ઉત્તાનપાદજે ૧
ઉત્તાનપાદ નર નીપન્યો રાજા રૂપ નીધાન
રાજાને બે સુંદરી તેનાં સુરતી સુમતી નામ,
સુરતી ઉપર નહિરે માન તેના ધરૂવજી સંતાન
સુમતિ ઉપર ગણું છે હેત તેને ઉતમ કુંવર તે એક જે ૨
ઊત્તમ ઊછરંગે બેસાર્યો રાયે સભામાંહી એકવાર
પુત્ર લડાવે પ્રેમશું રાણી હરખ અપાર.
હરખ ન માય હઇડામાંય ધરૂવજી રમતાં આવ્યા ત્યાંય
ઊછંગ બેસવા કીધું મન અપરમા કહે કઠણુ વચન જે ૩

સુમતિ—અપરમા એમ બોલ્યા ભૂંડા એ સુખ તુજને કયાંથી
અભાગણીના પેટતણા તું જાને અકરમી અહીંથી

અહીંથી જઇ વનમાં તપ માંડ હરીભજીને કાયા છાંડ
ફરી જન્મ લે મારે શરીર તાતનેરાજ અપાવીશ વીર જે
વચન વનીતાનાં સાંભળી ઉતર્યો મોંનો રંગ
સઘળી સભાના દેખતાં ધ્રુવજી થયા માન ભંગ
માનભંગ થઇ નાખ્યો નિશ્વાસ રોતા આવ્યા માની પાસ
માયે ચાંપ્યા રૂદિયા સાથ કહો કેમ દુભાવ્યા આજ જે.

ધ્રુવ.

આજ સભામાં માવડી બેઠો ઉત્તમ રાયને ખોળે,
ઊછંગ બેસવા હું ગયો ત્યારે અપરમા એમ બોલે
અપરમા કહે અભાગણી કેરા સુખ માગો તો વન જાવ વ્હેલા
ફરી જન્મ લે મારે શરીર તો તને રાજ અપાવીશ વીર

સુરતિ.

વળતી માતા ઉચરે કુંવર હઇડે મા ધરીએ દુખ
પુરણ પૂન્ય કીધાં હશે ત્યારે તે ભોગવે છે સુખ;
સુખ આપણને કયાંથી વાલા નીયમ ધર્મ કશા નથી પાળ્યા
નથી સંતોખ્યા જોગી જતી તપ તીરથ વૃત કીધાં નથી
નથી સંતોખ્યા સાધુને નથી આપ્યાં વિપ્રને દાન,
ઓછાં કરમ જ્યાં આપણાં ત્યાં કયાંથી રાયનાં માન,
માન ભોગવે ઉત્તમ નીત્ય દત્ત વીના કેમ પામીએ વીત્ત
જો હોય ઇંદ્રાસનનો ખપ તો કુંવર જઈ માંડો તપ જે.

તપ માંડ્યું બ્રહ્માજીએ ત્યારે પામ્યો પદ્મઆસન,
સેવા કીધી મન ભાવતી ત્યારે પ્રગટ્યા નારદ મુન્ય,
મુનીએ માંડયો મોટો જાગ તપ તિરથ વૃત થયા સુભાગ
જો કરીએ શ્રીહરી પ્રસન્ન તો અભાગી આંટળીએ તન જે.

ધ્રુવ.

તને અભાગણી હું ટાળુ મા છું રે તમારો તન,
વનમાં જાઉં વેગે કરીરે સુખ સંભારૂં નહિ અન્ય
સુખ સંભારે સાલે જેહ વિશ્વ ભરે પરહીઓ દેહ
હરિ મળે તો તાપ ઓલાય નહીતર પ્રાણુ તજુ માય જે.

સુરતિ.

માતા આંસુ આવીયાં અંતર ઊપજી દાઝ,
રાજાએ મને પરહરી કુંવર તું કરે છે તાજ
તું જવિના હું રહીશ કેમ ટોળા વિખુટી મૃગલી જેમ.
જળ વિના જેમ માછલી મારા પ્રાણુ જશે ટળવળી જે
ટળવળીશ ના માતરે હવે દુખનો આવ્યો અંત
બીજ રોપાવીશ સુખનું તેરે ફળ લાગશે અનંત
અનત કરૂણા કરશે હરી આપણી આશા પુરશે ખરી
એ છે અનાથનોરે નાથ તેને ભજવા જાઉંરે માત જે.
સુરતી વળી માત એમ ઉચરે પાંચ વરસનોરે તન
બીજું બાળક એકે નથી કેમ હું વાળું મન

કેમ મોકલું વનની વાટે કહેતાં મારાં હઈયાં ફાટે
આંખો આગળ રહોને બાળ ઘેર બેઠાં ભજીએ ગોપાળ જે

ધ્રુવ.

ઘેર ગોપાળ ન પામીએ મનમાં મોહ ઉપજે માય
ખાતાં પીતાં પહેરતાં માતા કેમ દમાશે કાય
કાયા દમતાં સરજે કાય તપ કરતાં મળશે મહારાજ,
વનમાં જઇ વ્હેલો આવીશ માતા દો મુજને આશીષ જે.

સુરતિ.

આશીષ દે છે માવડી સુત તને હજો કલ્યાણ
મસ્તકે રક્ષા માતની કંઠ કૃષ્ણની રક્ષા જાણ,
કંઠે કરજો કૃષ્ણ રક્ષણ ઉરની આગળ નારાયણ
કટી કેશવ પુરૂષોત્તમ પાય એવી આશીષ દે છે માય
માને આંસુ આવીયાં ત્યારે થોભાવી રાખ્યાં નીર,
મારી જીભે કેમ કહુ વળી વનમાં વિચરો વિર;
વીર વચન કાને નવ ધરશો તપ કરતાં માયા ન કરશો
તપથી તમને મળશે હરિ વિરા વેગે પધારજો ફરી જે.

કવી.

ફેરા ફરીયો માતનેરે ફરીને લાગ્યો ચર્ણ,
આજ્ઞા માગીને સંચર્યો જોઇને શુકન,
શુકને મળ સવત્સી ગાય સેવાસણી બેહુ ભરી જાય,
વરકન્યા પરણી તે વળ્યાં વેદ ભણતા વિપ્રજન મળ્યા જે.

મળ્યા શુકન સહુ હરણના ધ્રુવજી નીકળ્યા નગર બહાર
આગળ જતાં ધ્રુવજીને મળીયા બ્રહ્મ કુમાર,
બ્રહ્મકુમાર ભગવતને વ્હાતા હરી ગુણ ગાતા વેણુ સુવાતા
કરજોડી કહે છે ભુપ તને ક્ષમા કરો તમે નારદ મુન્ય જે.

નારદ.

નારદ કહે શીદ જાઓ છો શું તમારે કામ,
કોણ તમારા માતાપિતાને શું છે તમારૂં નામ,
મારૂ નામ ધરૂવ નિર્ધાર મારા પિતાને બે છે નાર
રાવણરાણા બેઠા સોરંગ ઉત્તમને તેડયો ઉછંગ જે.
ઉછંગ બેસવા હું ગયો મારી ખાંત હઈયાની ખોલી
દ્રષ્ટિએ મુજને દેખીને ત્યારે અપરમાતા એમ બોલી
અપરમા કહે અભાગીકેરા જો સુખ વાંછે તો વન જા વહેલાં
ફરી જન્મ લે મારે પેટ તો તને રાજ અપાવીશ નેટ જે
નેટ નાર કેમ ભોગવું એને આપ્યું ધન
સભા સઘળી દેખતાં મને દીધાં કઠણ વચન,
કઠણ વચન તે કેમ વિસરે લોઢાસમ હોય તો નીસરે
ખડગની તો સહીએ ધાર પણ એવા બોલ સહ્યા ન જાય જે.

નારદ.

અરે ઘેલા અત્યારથી તું એવડો શો ધરે રાગ,
માન અપમાન શું તાહરે તું તો પાંચ વરસનું બાળ
બાળકને શો ધરવો બોલ ખાઓપીઓને કરો કલ્લોલ
અપરમાનાં એવાં હેત વિચારીને વાળો ચેત જે.

ધ્રુવ,

ચીત તે કઇ પેરવાળીઓ મને બોલાવ્યો નહિ બાપે
કશામાં લેખ્યો નહિ હું તો ઉકળું છું તે તાપે,

નારદ.

તાપ કુંવરના આણી શરતી સુખ દુખનું કોઇ સરીઅત નથી
હરિએ નીર્મ્યું તેમજ હોય કર્યાં કર્મ છોડવે નહિ કોય જે.
કો કાળે વૃદ્ધિ હાણુ છે તેનો ન ધરો હરખ કે શોક,
અણચીંતવ્યું જે આવી મળે છે તેનો ન ધર સંતોષ
સંતોષી કુંવર ઘેર પધારો અપરમાના બોધ વીસારો
જા કુંવર તુજ બાપને કહું રાજ અપાવું ને માને સહુ જે.

ધ્રુવ.

સભામાં શું દેખાડીએરે સહુકોમાં વળી નાક
સભામાં ત્યારે શોભશું જ્યારે મન પુરશે અભીલાખ
લાભ લાખેણો કરસે હરી ત્યારે મંદીર આવીશ ફરી
તપ કરતાં જો હરિ ન મળે તો મુજ પ્રાણ તજુ હું બળે

નારદ.

બળ કીધે હરિ નહિ મળે માનો મારા તન,
જન્મ થકી જોગી દેહ દમે સ્વપ્ને નહી દરશન,
દર્શન તમને કેમ આપશે વન જઇ વીમાસણ થશે
વાઘ વરૂ વનમાં બહુ હશે તે દેખી તુજ તન ધ્રુજશે જે.

જાશે ચીત સંસારમાં જ્યારે ત્યારે સાંભળશે રંગભોગ
ભુખ તરસ જ્યારે લાગશે ત્યારે કુંવર મુકશો જોગ.

ધ્રુવ.

જોગી રૂષી નહિ મુકુ શ્યામ મન ઇંદ્રિયો રાખીશ ઠામ
મેરૂ ચળે પણ ચુકુ નહિ રૂષીજી તમ પરતાપે સહી જે.

નારદ.

રૂષી કહે તું નીસર્યો ત્યારે જાને મધુવન માંય
જમનામાં નાહિને તું તો તપ આદરજે ત્યાંય
ત્યાં જઈ કરજે દઢ આસન જળપાત્રને ફળ પ્રાશન
વળી તું ભજજે હરિનું નામ સ્વરૂપ સમરજે શ્રીધનશ્યામ જે
શ્યામને શીશ મુગટ છે કાને કુંડળ મકરાકાર
કોટે કસ્તુભ કટી મેખળા પાય નેપુરનો ઝણકાર
પાયે પદ્મ શંખ ચક્રે ને ગદા એવું સ્વરૂપ સરજો સદા
કાનમાં અક્ષર કહું છું જેહ દ્વાદશ અક્ષર ભણજો એહ

કવી.

એમ કરતાં ખટમાસમાં તુજને મળશે વઇકુંઠનાથ,
આશીર્વાદ દઇ દાસને મસ્તકે મેહલ્યો છે હાથ,
હાથ જોડી ધરૂવ લાગ્યો ચર્ણ આજ્ઞા માગી વિચર્યોઅણુ
એહ કથા રહી એણે ઠામ રૂષી પધાર્યા રાયને ગામ જે
મુની આવ્યા મહારાજ જોવા રાય તણું સુમન
માન દિધાં બ્રહ્મા પુત્રને વળી આપ્યાં આસન

આપ્યાં આસન બેઠા રૂષી આશા ઉતમ તાતને વશી
આજરે રૂષી સુખનાં રાજ ધરૂવના અતીચીંત આજ જે

રાજા.

આજ સભામાં રૂષીજી મારા ઉતમ ખોળામાંય
ધરૂવજી હોય તો વધે બહુ ઉછંગની શોભાય
ઉછંગે બેસવા ધ્રુવજી આવ્યો તેને તો મેં નવ બોલાવ્યો
બીને વચને વીસર્યું બાળ અપરમાએ દીધી ગાળ જે
રૂષી એ વચને નીસર્યો વીરો ગયો છે વન;
વનમાં વાઘ વરૂ હશે તેને દેખી ધ્રુજશે તન
તન ધ્રુજે તડકે ટાઢે મંદિરમાં મહાલતો લાડે;
વાયુવૃષ્ટિ રંકેજ કુમાર એની કાયા છે કોમળસાર જે
કોમળ પટકુળ પહેરતો કેમ આેઢશે મ્રગચર્મ તેહ;
મસ્તકે બાંધતો મોળીયું કેમ જટા રાખશે એહ;
એહ આનંદે હરતો ફરતો ઘોડાની અસ્વારી કરતો,
કાંટામાં કેમ સુશે બાળ એની સજ્યા અદ્ભી છે સાર જે
સારા અન્ન આરોગતો તે ફળપત્રો કેમ ખાશે,
પાણી પીતો પળે પળે તે જળ વીના કેમ રહેવાશે;
તેની વતી રહેવાશે કેમ તેહ વીના હુ દાઝું એમ,
શુદ્ધ વીનાનો થયો શરીર વિસરતો નથી તેહજ વીર જે.
વળી વીરો અહીઆં આવતે રમતો રંગ અપાર,
ભૂખ તરસ જ્યારે લાગતી સુખડી માગતો સાર;

સારી સુખડી સુંદર મેવાં કાલુકાલુ બોલતો લેવા,
તેણે અમને કીધાં ત્યાંજ પુત્ર વિના શું કરવું રાજ જે.
શું કરીએ વળી આ સાહેબી ચીત્ત ઠર્યું નથી કો ઠામ
શું કરીએ આ રાજ્ય ને શું કરીએ ધન ને ધામ
ધન ગયું અમારૂં આજ પૂત્ર વિના સહુ સુનો સાજ
પૂત્ર વિના હું દુર્બળ દુઃખી મારા પ્રાણ જશેરે ઋષી જે.

નારદ

ઋષિ કહે તમે મા રૂઓ મને મળ્યો તે બાળ
આશીર્વાદ દઇ મોકલ્યો ભજવા શ્રી ગોપાળ;
ગોપાળ ભજશે દિવસ થોડે કુંવર ઘેર પધારશે કોડે
માંડો રાજ ને છોડો દુઃખ એવું કહીને વળીઆ રૂપ જે

કવી

ઋષિને ચરણે લાગીને ધ્રુવ વીચર્યો વન મોઝાર,
મધુવન પહોંચ્યો પ્રેમથી કીધો ત્યાં જઈ તપ વિચાર
ત્યાં જઈ માસ કીધો ઉપવાસ બીજે માસે ફળ કંદપાસ
ત્રીજે માસે છઠે દીન એમ ચોથે માસે જળનાં નેમ જે,
નેમ ધરીને નેહ થકી ભજે ઇશ્વર અશરણ શરણ
પાંચમે પ્રાણજ રૂંધીયા ધ્રુવજી ઊભા રહ્યા એક ચરણ
ચર્ણ ચતુર્ભુજ ચીત્તમાં ધર્યા દ્વાદશ અક્ષર મનમાં ભણ્યા
એમ કરતાં વીત્યા ખટ માસ
રાદયામાં ઓળખ્યા અવિનાશ જે. ૪૦

અવીનાશીને ઓળખીયા એમ ઉભો રાજન,
પૃથ્વી લાગી ડોલવા ત્યારે ડોલ્યું ઇંદ્રાસન;
ઈંદ્ર અમર સૌ એકઠા થયા વેગે કરી વૈકુંઠ ગયા,
જઈ કેશવને લાગ્યા પાય મધુવનમાં કોઇ કષ્ટે કાય

દેવતા

કાયા કુષ્ટિ વશ રાખવી એ ઈંદ્રિ મન સચેત,
અચરંત એતો અતીઘણું એમ બોલ્યા અમર ધરી હેત
અમર કહે અમર બીક લાગે રખે ઇંદ્રાસન લે માગી

વિષ્ણુ.

વિષ્ણુ કહે સાંભળ સુરપતી રાજભોગ એ ઇચ્છતો નથી જે,
નથી ઇચ્છતો સંપત્તિ કે નથી ઇચ્છતો સુખ નેહ,
ચરણ ધર્યા ચીતે મારા ક્ષણ અળગો ન મુંજથી એહ;
મુજથકી અળગો નહિ એહ એણે દમી છે પૂરણ દેહ,
સદા સ્મરણ રાખે છે મારૂં કહોજી એને કેમ વિસારૂં જે
વિસાર્યો વિસરે નહિ એને આપીશ અવિચળ અર્થ,
નામ નહિ લે તે તમ તણું કે બીઓ છો વ્યર્થ

કવિ.

ઇંદ્રતણી આસના વાસના કરી સુરસ્થા છે મોકલ્યો ફરી
ગરૂડે ચઢી ચાલ્યા શ્રીહરિ વનમાં આવ્યા વેગે કરી જે ૪૪
કર્યો નાદ જ્યારે શંખનો ત્યારે ધ્યાનમાંથી ધ્રૂવજી જાગ્યા
નેત્ર ભરી નિહાળીને પ્રેમશું પાયે લાગ્યા.

પ્રેમ કરી પ્રણમ્યા નાથ હરિએ મેલ્યો મુસ્તક હાથ
નિર્મળવાણી હરિ પ્રકાશ સ્તુતિ કરે કર જોડીદાસ જે ૪૫.

ધ્રુવ.

દાસ દયાળને વિનવે તમો સર્વ જગતના ભુપ
અકુળગતિ તમારી ન્યાળી અકળ તમારૂં સ્વરૂપ
સ્વરુપ નામ તમારાં જેહ ગણતાં પાર ન પામું તેહ,
સઘળી વાતે છો તમે શ્યામ પ્રાણી માત્ર કરે પ્રણામ જે.
પરણામી પરમાત્મા શ્રીહરિ સારંગપાણી હોય,
અદ્ભુત શક્તિ આપવી તારો પાર ન પામે કોય;
પાર ન જાણે કોઇ લગાર હુ કેમ પામીશ તારો પાર,
એવું સુણી હરખ્યા નરહરકુંવર કોઇએક માગ્ય તું વર.
વર કેમ માગુ વિઠ્ઠલા હું તો કરીશ તમારી સેવા,
વીષય ભોગ સંસાર છે એ તો સુપનના સુખ જેવા;
સુપના જેવી કાચી કાયા સસારની શી ધરવી માયા,
માયામાં ન મને મોકલો વારીને ન કરો વેગળો જે. ૪૮

વિષ્ણુ.

વેગળો વિરા ક્ષણ ન કરૂં વળી તું વહેલો આવીશ,
જે ફળ દુર્લભ દેવને મળવું તે ફળ તું પામીશ;
તે ફળ તુજને આપુ આજ સંસારમાં રહે તારી લાજ,
લોક કહે રઝળાને મુવો સ્વજનોથી પડયો જુજવો જે. ૪૯

પડયો સ્વજનથી જુજરો ત્યારે સુરતિને દુખ થાય,
ઘેર જાને તું વીરા તારી વાટ જુએ છે માય,
માબાપ તણાં દુખ કાપો અહીંથી જઈને સૌને સુખ આપો
મારી આજ્ઞા પળજ આજ છત્રી હજાર વર્ષ ભોગવ રાજ જે
રાજ ભોગવી તું આવજે તને મોકલીશ એક વિમાન
તેમાં બેસી તું આવજે તારૂં થશે જગતમાં જાણ.
જાણ જગતમાં થાશે રાય તેણે વધશે તુજ મહિમાય;

ક્વી.

આવાં વચન વદયા ગોપાળ જમુનાજીમાં નાહ્યું બાળ જે.
બાળકને મારગ જાતાં ઉપજ્યો મન વિચાર,
જે દુર્લભ દેવ ગણે તે તે મને મળ્યા મોરાર;
મળ્યા મોરાર પણ હું નહિ ફાવ્યો હરિ ભજીને માયા લાવ્યો
આગળ ઋષીજી કહેતા એમ, તમને ત્રીકમ મળશે કેમ જે.
ફરી જઈશું સંસારમાં મને હસશે દુરીજન લોક,
મુજને ત્રીકમજી મળ્યા મેં તો જાવા દીધા ફોક;
લોક કહેશે એની બુદ્ધિ થોડી રત્ન આપીને લાવ્યો કોડી
પણ એકજ શહું મોટો લાવ્યો, હરિનાં દર્શન કરીને આવ્યો

લોકો.

હરિ દરશન કરીને આવ્યો રાય તમારો તન,

રાજા.

હું દુખીયાને શું હસો છો તમે તે સરવે જન;

દુખીયાંને શું હસવા સાચા વને ગયા કેમ આવે પાછા
વન ગયે થયા ખટમાસ તે તે કુંવરનો શો વિશ્વાસ. જે. ૫૪

કવી,

ઊર ન આવ્યો વિશ્વાસ ત્યારે આવ્યા નારદ મુન્ય,

નારદ.

દરશન કરીને આવ્યો રાય તમારો તન;
રાય તમારો તન ઘણું જીવો એ કુળમાં પ્રગટયો દિવો,

કવિ,

વચન સુણિ રીઝયા નરપતિ,
વળતી વધામણી આપી અતી જે.
વધામણીમાં આપ્યા રૂડા રાયે એકાવન હાર,
રથે બેશીને સંચર્યા સાથે સુત બે નાર,
નારીને શીરે સુવર્ણ ઝારી ભેટ ભલી લીધી છે ભારી
રાયરથેથી ઉતર્યા જયારે ધ્રુવજીએ પરણુમ્યા ત્યારે જે.

ધ્રુવ

પ્રથમ પ્રણામ અપરમાને તે ભેટાવ્યા શ્રીપત્ય;

સુમતિ.

વળતી માતા એમ બોલ્યાં તું વાણી બોલ્યો સત્ય
વાણી બોલ્યો તે સત્યસહિ આપણી આશાપુરણ થઇ

સુરૂતિ.

વીરા હું જોતી હતી વાટ તેં ટાળ્યો મારો ઉચાટ જે.

કવી.

ઉચાટ મનનો ટાળ્યો કુંવર તેડયો આનંદભેર
હેતનાં આંસુ આવ્યાં ત્યારે દુધની ચાલી સેર,
સેર ચાલી તે કુંવરે પીધી માતાએ ઘણી આશીષ દીધી

સુરતિ.

ઘણાં વરસ જીવજોરે તન તમે કર્યાં છે કુળ પવન જે ૫૮
પાવન કરીઆં કુળ આપણાં વંશે વધાર્યું નામ
મહિમા વધાર્યોજ સુતમાં તેં ભજીને શ્રીરામ;

કવી.

રામ ભક્ત તડકામાં દીઠા ઉત્તમ ત્યાં છાંયડા દીઠા,
બન્ને ભાઈની પોતીકળો હેતનાં આંસુ આવ્યાં વળી જે.
વળી રોપાવ્યા બારણા આગળ થોડા કેળનાં સ્થંભ
કુળના ઊપર અક્ષત લખીયાજ ધ્રૂવને અવીચળ હોજો રાજ.
ઢોલ દદામાભેરી નાદ ધ્રુવ પધાર્યો નીજ પ્રસાદ. જે.
પ્રસાદમાંહી પધાર્યા ત્યારે હરખ્યો સઘળો સાથ.
ભાવતાં ભોજન પીરસ્યાં ત્યારે કાઢી વિવાની વાત,
વિવાહ કીધો અહલ્યા સાથે પ્રેમે કરી પધરાવ્યા નાથે
ઈંદ્રની કુંવરિને રાજ કુમાર ધ્રુવજી પરણ્યા બીજી નાર જે.
નારી સાથે રાગે રમે સુખમાં કાઢે દંન,
રાજાએ વળી તેને આપ્યું પોતાનું આસન,
આસને બેઠા ધ્રુવજી જાણ વરતાવી પોતાની આણ,

શાસ્ત્ર પ્રમાણે કરી નીરધાર; વરતાવે વર્ણાશ્રમ ચાર જે. ૬૩
વર્ણાશ્રમના ધર્મ બધાને સમજાવે સુજાણ,

ધ્રુવ.

આપ આપના ધર્મ પાળીએ જે લખ્યું નીર્વાણ,
નિર્વાણ શાસ્ત્ર ભણેરે બ્રહ્મ આયુધ બાંધવા ક્ષત્રી ધર્મ
વઇશને કરવા ખેતી વેપાર શુદ્રને સેવાનો અધિકાર. જે.
સેવા તો સઘળી વરણુને હરિ ભજોને નિત્ય
વરણ ધરમ સૌ પાળીએ સાચું બોલીએ તે શુભ રીત
સાચુ બોલી સંતોષ વાળીયે મોહમાયા સત્વર ટાળીયે
ન કરો કુડકપટ અન્યા એટલી શીખામણ દે છે રાય જે.

કવી.

છત્રીસ હજાર વરસ વહી ગયાં ત્યારે આવ્યું વિમાન પાસ
વૈમાને બેસીને સંચર્યા ધ્રુવજી ગયા આકાશ;
આકાશમાં ધ્રુવ બેઠા જઇ અવિચળ પદ તો પામ્યા તહીં
જે ગાયે ધરૂવનું આખ્યાન તે તો પામે અવિચળ સ્થાન જે.

---

## નરસીંહ મહેતા કૃત-રાગ-પ્રભાત (નાગદમન)

જળકમળ છાંડી જાને બાળા, સ્વામી અમારો જાગશે;
જાગશે તને મારશે, મને બાળહત્યા લાગશે.-જળ.
કહેરે બાળક તું મારગ ભુલ્યો ? કે તારા વેરીએ વળાવીયો ?
નિશ્ચે તારો કાળજ ખુટયો, અહીંયા તે શીદ આવીયો ?-જળ.

નથીરે નાગણુ હું મારગ ભુલ્યો,નથી મારા વેરીએ વળાવીયો;
મથુરાં નગરીમાં જુગટું રમતા નાગનું શીશ હારીયો.-જળ.
રંગે રૂડો રૂપે પુરો, દીસતો કોડીલ કોડામણો;
તારી માતાએ કેટલા જન્મ્યા, તેમાં તું અળખામણો.-જળ.
મારી માતાએ બેઉ જન્મ્યા, તેમાં હું નટવર નહાનુડો;
જગાડ તારા નાગને, મારૂં નામ કૃષ્ણ કહાનુડો.-જળ.
લાખ સવાનો મારો હાર આપુરે તુજને દોરીયો;
એટલું મારા નાગથી છાનું, આપું તુજને ચોરીયો.-જળ.
શું કરૂં નાગણુ હાર તારો, શું કરૂં તારો દોરીયો;
શાને કાજે નાગણુ તારે, કરવી ઘરમાં ચોરીયો.-જળ.
ચરણુ ચાંપી મુછ મરડી, નાગણે નાગ જગાડીયો;
ઉઠોને બળવંત કોઈ, બારણે બાળક આવીયો.-જળ.
બેઉ બળીયા સાથે વળીયા, કૃષ્ણે કાળીનાગ નાથીયો;
સહસ્ત્ર ફેંણુ ફુંકવે જેમ, ગગને ગાજે હાથીયો.-જળ.
નાગણુ સૌ વિલાપ કરે છે નાગને બહુ દુઃખ આપશે;
મથુરાં નગરીમાં લઈ જશે, પછી નાગનું શીશ કાપશે.-જળ.
બેઉ કરજોડીને વીનવે, સ્વામી મુકો અમારા કંથને;
અમ અપરાધી કાંઇ નવ સમજ્યા, ન ઓળખ્યા ભગવંતને.-જળ.
થાળ ભરી સગ મોતીયે, શ્રી કૃષ્ણનેરે વધાવીયો;
નરસઇયાના નાથ પાસથી, નાગણે નાગ છોડાવ્યો.-જળ.

## સમાપ્ત.